# "શ્રીકૃષ્ણ વિલાસ ગાયન"

(શ્રીમદ્ભાગવતના દશમસ્કંધનો સાર)

---

બનાવનાર

**જોશી ભીખારામ શવજી કનૈયા**

મું૦ સાત ચોકડીના એડીટર

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

**વો. અબદુલહુસેન આદમજી**

બુકસેલર

તથા

ઠા. મા. ક.

---

**અમદાવાદમાં**

'સમશેર બહાદુર' છાપખાનામાં
સવાઈભાઈ રાયચંદે છાપ્યું.

સંવત ૧૯૪૨ સને ૧૮૮૬

કીંમત બે આના.

२५४५

# ॥श्री कृष्णविलास गायन॥

"વાસુદેવને દેવકીજી પરણી રવાના થયાં તે
વખત થતી આકાશ વાણી"

ગઝલ.

હે કંસ શ્રવણ કર કથા, કહું સત્યથી બને;
આ દેવકીનો અષ્ટ ગર્ભ, મારશે તને. ટેક.
તું કાળજીથી જાળવી, સંભાળજે અને;
તે ઝાડ પહાડ ગામઠામ, ગોતશે વને. હે કંસ૦ ૧
અવતાર આઠમો ધરીને, મારશે તને;
તો યત્નથી તું જતન કરી, ચેતજે મને. હે કંસ૦ ૨
સુણી કંસ ખડગ કાઢીને કે, હણું દેવકીને;
શ્રી દેવ બોલીયા તહાં, તું ધીરજ રાખને. હે કંસ૦ ૩

દેવતાઓ બોલ્યા.

રાગ ઊપરનો

અપરાધ નારનો નથી, તું રાખને કને;
આ સ્ત્રી હત્યાનું પાપ, શ્રાપ લાગશે તને. અપ૦ ૧
જે આવે ગર્ભ આઠમો, તે શત્રૂ તુજ બને;
વળી દેવકીના સર્વ ગર્ભ, સોપશું તને. અપ૦ ૨
તો ગર્ભ સર્વને હણી તું, નાખજે કરે
એ જન્મતાં તં ઝડપ આવી, લઇ જજે ઘરે. અપ૦ ૩

પછી દેવકીજીને ને વસુદેવને કારાગ્રહમાં નાખી તાળુ દેઇ ચોકી બેસારી કંસ ઘેર જાયછે પછી પ્રથમ ગર્ભ મા ર્ભ થયો તેને પણ શત્રુ રૂપ માની મારી નાખેછે એમ છ ગર્ભનો નાશ કર્યો, ને સાતમો ગર્ભ બળભદ્ર કે જેને પતીથી દુર રહેલા પતીવ્રતા રોહીણીએ પતીનો સંગ વિના દેવકી ના ગર્ભમાંથી પાંચમે મહીને આયાથી ખેચાઇ રોહીણીના ગર્ભમાં આવ્યા ને જન્મ્યા તેને છુવતા મુક્યા ને પછી આ ઠમો ગર્ભ ધર્યો.

(જુવો જુવો વિમે બીડી હામ,ધનુષ છટાએ ધરયુરે.એરાગ.

હવે શ્રાવણમાં સાક્ષાત. જનમીયા જાદવપતીરે,
રૂડી કૃષ્ણ આઠમી મધ્ય રાત. જનમીયા૦
બેઠી રોહીણી નક્ષત્ર બુધવાર, જનમીયા૦
વસુદેવ કરેછે વીચાર, જનમીયા૦
દેવ કરી કરે ફુલ હાર, જનમીયા૦
થયો વીષ્ણુનો આઠ અવતાર, જનમીયા૦
છુટ્યા બંધ ઘણા બંધીવાન, જનમીયા૦
છુટ્યા ગર્ભાંતી ગર્ભસ્થાન, જનમીયા૦
તરૂટ્યાં તાળાં તડોતડ સાત, જનમીયા૦
વાસુદેવ કરેછે વાત, જનમીયા૦
છુટે શ્રેષ્ટ સમાધી ત્યાર, જનમીયા૦
લીધા કૃષ્ણને ત્યાં થકી બાર, જનમીયા૦

એવામાં આકાશ વાણી થઇ કે વસુદેવ તમે આ બાળકને લઇને ગોકુળ મુકી આવો; મેં સઘળા ચોકીવાળાને નીંદ્રાથી મોહ પમાડ્યાછે. કમાડ તથા સાંકળો ઊઘાડી ના

ખાછે. આ બાળકને નંદનાઘરમાં મુકી ને ત્યાંથી ચાલ્યા-યાને લાવજો; કારાગ્રહમાં રહેલા વાસુદેવ આકાશવાણી સુણી આશ્ચર્ય થયા પછી

રાગ ઉપરનો.

આવ્યા જમુનાજીને ઘાટ, જનમીયા જાદવપતીરે૦
નીર દેખી થયોછે ઊચાટ, જનમીયા૦
ક્રષ્ણે કર્યો લાંબો જ્યારે પાય, જનમીયા૦
થયો મારગ પાધરો ત્યાંય, જનમીયા૦
વાસુદેવ થયા વીસ્મીત, જનમીયા૦
પણ ચાલ્યા રાખી દ્રઢ ચીત, જનમીયા૦
ગયો નંદજી કેરે ઘેર, જનમીયા૦
દેખી બાળક થઇ રૂડી લહેર, જનમીયા૦
પછી આવ્યા વાસુદેવ ઘેર જનમીયા૦
એવી કંસે સુણી જ્યારે પેર, જનમીયા૦
ગયા કંસ કારાગ્રહ માંય, જનમીયા૦
ત્યારે બાળકી દીઠી ત્યાંય; જનમીયા૦
ચડી રીશ પછાડી બાળ જનમીયા૦
વીદ્યુલતા ઉડી તત્કાળ, જનમીયા૦
બોલી યોગમાયા મુખ બોલ, જનમીયા૦
શત્રુ તારો પ્રગટ થયો મ્હોલ જનમીયા૦

કંસે પોતાને ઘેર જઇ ક્રોધ અને ભયને લીધે બકાસુર ધેનુકાસુર વત્સાસુર આદી દાનવોને કહ્યું કે બાળક તુરતનાં જન્મેલાં હોય. તે સર્વ સ્થળેથી તેઓને મારી નાખજો: મેં સાંભળ્યું છે કે નંદને ઘેર પુત્ર આવ્યોછે. માટે બાળુ

કાને હરનારી પુતનાએ આજ ગોકુળમાં જવું; ને તુરતનાં જનુમેલાંને મારવાં.

ઘેનુક, કેશી પ્રલંબ, વત્સ, અને બક એ સર્વે એ મારૂં કામ કરવાની ધારણાથી ગોકુળમાં રહેવું; તે સર્વે ને કૃષ્ણે મારી નાખ્યા એટલે કંસે કૃષ્ણને શતરૂ રૂપ માન્યા. કૃષ્ણ મથુરામાં ગયા ત્યાં તેના મામાની સાથે દ્યુત રમવા બેઠા એવો ઠરાવ કરયો કે જે હારે તે પાતાળમાંથી કમળ લાવે ત્યાં કૃષ્ણ હારયા ને પછી ગોકુળ આવ્યા.

(જનુની જીવોરે ગોપીચંદની. એ રાગ.)

બાળલીલા બળરામની, જોજો બાળકનું જોરજી;
દધીની મટુકી દાડી ફોડીને, દોડી છોડી દઇ ઢોરજી.
બાળલીલા બળરામની૦
જુવે જશોદા સામું જયાહરે. ઢેકું ધરે મુખ માંયજી;
ઠાચું ફાડીને દેખાડતા, ચૌદ લોક સદાયજી. બાળલીલા૦
વેણું ધરી વ્રજ નારનાં. હરતાં દિલડાં હમેશજી;
ખીલે વ્રજાંગના જોબને. ખીલે પુષ્પ વીશેષજી. બા૦
વાગે જયારે પ્યારી વાંશળી, હઇયે હરખીને ઘેનજી;
રેન અરધ્રુછે શરદ શશી, ચારો તજી ચીત ચેનજી. બા૦
ગેંદ ખેલેછે ગોવાળીયા, જઇને જમુનાને ઘાટજી;
દડોરે પડયોછે જળમાં જઈ, ઉધ્ધવ પામ્યા ઊચાટજી. બા
ગેંદ ગયા કૃષ્ણ ગોતવા. થયા ગળગળા ગોપજી;
જાણરે જશોદાજીને થયુ, થયા કૃષ્ણ અલોપ. બા૦
જો માતાજી જળમાં પડે, કૃષ્ણ કારણ આપજી;
જાતની પહેલાં છોરૂ નવ મરે; વેદ શાસ્ત્રની છાપજી. બા૦

કોટાન્કોટી સુર્ય તેજસ્વી, એવા જોઇ જદુ નાથજી.
શેષ સુતાછે, શયન ગ્રહે, બોલી નાગણી વાતજી. બોલીલાં૦

નાગણીઓ કહેછે.

(ફંગનવા મેરા કરસેં, સરક ગયોરે. એ રાગ)

તુ છોડ કમળ જગજલદી, બાળા જાને ઘરેરે. ટેક
સુતો મારેઃ સ્વામીરે, જોરાવર નીંદ્રા જામીરે.
ઊઠશે તો ઝટ ઊગામી, ખરે નહી રાખે બાગી;
ચાંપે દાડી તુજ શામી, પામીશ મ્રત્યુ ખરેરે૦ તુ છોડ૦
કેટલા તન તુજ માતારે, શા કારણ આવ્યો ભ્રાતારે;
બાલે તું છે સુખ દાતા. રોશે નેનો છે રાતાં;
ધરધીર અને કહેવાતા, શાતા વળે શરીરેરે. તું છોડ૦

(કૃષ્ણજી કહેછે.)

બંને પુત્રો નામીરે, બળભદ્ર કૃષ્ણ હું કામીરે;
જુગટાની બાજી જામી, માંડી મામાની શામી;
ત્યાં હારચો તારો સ્વામી, પામી હાર અરેરે. તુછોડ૦
બાળા હત્યા લાગેરે; માટે તેને તું ત્યાગેરે;
મુજ હાર દોરીયો માગે; છાનો આપુ નહીં જાગે;
લઇને અહીંથી તું ભાગે, જાગે તું તો મરેરે. તું છોડ૦
નાગ જગાડયો નારીરે. વલતીં બોલી તે વારરિ;
બાળક બળવંતો ભારી, આવી બેઠાછે બારી
ત્યાં જુદ્ધ થયુછે જારી, હારી નાગ ડરેરે. તુંછોડ૦
સહસ્ત્ર ફેણના જોમેરે, હસ્તી ગાજે જયમ વ્યોમેરે
નાગણીયો સર્વે કોમે, રોતી ઊભી થઇ રોમે;
ઘનશામ ઘણેરા ધુમે, બુમે બેઠી ઝુરેરે. તુંછોડ

નાથ્યો નાગજ ભારીરે, એ પેથી કરતા સ્વારી;
અપરાધી છઇએ નારી, જાણ્યા નહી કુંજ બીહારી
ભીખ ન વધાવ્યા ભારી, છોડયો નાગ ખરેરે.

પછી શ્રીકૃષ્ણત્યાં વિશ્રામ કરેછે.

હવે કૃષ્ણ જમુનાજીમાં અંતર્ધ્યાન થયા તે વખત જસોદાજીનુ બોલવુ.

રાગ હીંદુસ્તાની સીંધુડો.

કાનકુંવર મારા પ્યારા, બંધુ ભરરે સાગરમાં તે મારારે;
કાન કાળજાની કોર કુંવર મારા પ્યારા. ટેક
સેતી દેખી તુને દહાડલા,
મધ્ય દરીએ ઝુલાવ્યું તેં ઝાંઝરે, કાન કાળજાની કોર. કું૦
સુનુ ગોકુળ સુના ગોપછે;
શુનુ વ્રજનુ વ્રંદાવન આજરે, કાનકાળજાની કોર કું૦
સુનો સરદ શશી શાંતછે,
મારા અગણામાં ઉડી અગંનરે, કાન કાળજાની કોર કું૦
કરી જતન રતન રાખીયું,
મુખ દેખી થાતી હું મગનરે; કાન કાળજાની કોર કુંવર૦
મીન સુનુ જયમ જળ વિના,
દીસે સુનો ગોપી કેરો સાથરે, કાન કાળજાની કોર કુંવર૦
ભીખન મન કેરી ભીંતરે,
જાપ જપતી જદુપતી નાથરે, કાન કાળજાની કોર કુંવર૦

એમ રૂદન કરેછે ત્યાં કૃષ્ણ પાતાળમાંથી નાગનાથી આવેછે તે જોઇ વ્રજ લોકને પરમાનંદરૂપી સુર્ય ઊદય થયો એવી વાત્ત કંસે સાંભળી ત્યારે અકરૂરજીને મોકલી બળભદ્ર

તથા કૃષ્ણને મથુરામાં લાવવા રજા આપેછે.

હવે ગોકુળમાં શ્રીકૃષ્ણ ભગવાન ગોપીયુના ચીર હ રી કદમ વ્રક્ષપર બેઠાછે પછી ગોપીયો કહેછે.

(સુજો છોડ ચલા બનઝારા એ રાગ.)

વાલા ચીર હર્યાં વનમાળી, જઇ બેઠા કદંબ કેરી ડાળી
અમે નગ્ન નાતી વ્રજ નાર, કહો કેમ નિસરીયે બારજી;
તમે વ્રેહ દીયો હવે ટાળી, વાલાં ચીર હર્યાં વનમાળી૦ ૧
રૂડા નાખોને રંગ ભરરેટા, જઇ પલ્લવ ઘટામાં પેઠાજી;
ગોપીપતની ખાશો ગાળી, વાલા ચીર હર્યાં વનમાળી૦ ૨
કાના કહુ ઝાઝુ શું તમને, આવું કપટ કરીને અમનેજી;
પગ પજવો છો શું ભાળી, વાલા ચીર હર્યાં વનમાલી૦ ૩
ભીખન ત્રટ પનઘટ પ્યારો;પ્રીતી પુર્વ જન્મની વીચારોજી
ગોપી વસ્ત્ર લેજો સંભાળી, વાલા ચીર હર્યાં વનમાળી૦૪

પછી કૃષ્ણ ઘેર જાયછે ને અક્રરનો મેળાપ થાય છે.

પછી ગોપીઓ કહેછે, (કહુ શું નશીબે દુખીયો કીધોછે લેખ પ્રીયાને વિયોગે લીધોછે એ રાગ)

વેણુ પ્રાણ અમારાં હરેછે, ગોપ મળી અને ગાન કરેછે;ટેક
વેણું ભુલાવત ભાન અંતરનું, ધુન સુણી ગોપી ધ્યાન ધરે છે. વેણું૦ ૧
ગાયુ વશહે ગોધાને છોડશા, જેમનવંતીના મદ ઝરેછે. વે૦૨
વેણું નાદથી સ્થીર બન્યો વ્રજ, વાલી વ્રજાંગના મનમાં ઠરેછે. વેણું૦ ૩
ભીખન મનહરવંસી અધર ધરી, સુખના શબ્દોથી પુષ્પ ઝરેછે. વેણું૦ ૪

એમ કહી નીંદ્રાવશ થાયછે પ્રાતકાળે બન્ને ભાઇને અક્રરજી ગોકુળથી આવીને કંસનું ધનુષ ભાગ્યું કેટલાકને માર્યા પછી કંશને પણ મારી નાખ્યો ને મા બાપને બંધનથી છોડાવ્યાં ને રાજ ઊગ્રસેનને આપ્યું. કૃષ્ણ મથુરા ગયા તેથી ગોપીયો વિલાપ કરેછે.

(ઓ કુદરતના કરનાર ખલકના સ્વામી એ રાગ)

વ્રજ ચંદ્ર અહો બળરામ, કામ બળ કોપ્યો;
હરષાતુર અણગા હામ, રામ ગુણ રોપ્યો;
સુભ ચરન કમલ કોમલતા, સ્તનપર ધરજો;
વળી વ્રજાંગના વિહ્વળતા, કરૂણા ટરજો;
ગોવીંદ ચરાવે ગાય, પાય ફરનારૂં;
છે સર્પફણપર સ્હાય, ન્યાય કરનારૂં;
તે તીવ્ર વ્રેહના તાપ, કૃષ્ણજી કાપો;
વ્રજ વિનતા કરે વિલાપ, અમરપદ આપો.

(નાથ કેસે ગજકો બંધ છોડાયો એ રાગ)

હવે લીયો દોષ અમારા હરીને, જન્મ જાદવકુળમાં ધરીને;
હવેલીયો દોષ અમારા હરીને૦ ટેક
ભયથી તમારા ચરણના શરણેતે, આવીયા ધૈર્ય ધરીને
ઉભય કરી અને જે મનોરથનું, પુરનારૂં ચરણ તરીને. હ૦
લક્ષમીજી કેરા હસ્ત ગ્રહણ, કરનારૂ તે ઠીક કરીને;
હસ્ત કમળ ધરો મસ્તક ઉપર, ભીખન ભાવે કરીને. હવે૦

(સહીયર દુઃખ કયાં દાખવું એ રાગ)

જોગ લીધોરે વિજોગથી, વસીયાં આવીને વન;
ઘરનાં બળ્યાંરે વન આવીયાં, વનમાં ઊઠી અગન. જો૦૧

અપરાધી અબળા આવી અમે, કરજો કરૂણાકૃપાળ;
આભેં નાખ્યાં ધરતી ઝીલીયાં સ્વામી લેજો સંભાળ. જો૦
રાશ લીલા કેરે કારણે, અબળા આવીયો આજ;
અંગ આલીંગન આપીને, મહેર કરજો મહારાજ. જો૦
વેગે પુછયું વેલ વૃક્ષને, દીઠા કયાંઇ બળરામ?
શુદ્ધ લેવા અમે આવીયાં, વાલા કરજો વિશરામ. જોગ૦
ચુંબન કરોને ચીદઘન તમે, અધરામ્રત ખાસ;
આધીન અબળા આવી અમે, વનમાં કીધોછે વાસ. જોગ૦
કપટીને કહીયેજ કેટલું, મુકે કપટ ન જયાર;
વ્રજ વનિતા વિહવળ બની, ભટકે ભુમી મોઝાર. જોગ૦
ભરે ફાળુ અ્રગ અ્રગ જળે: ઘન બપૈયો જે આજ;
ભીખન ભેખ ધરી અમે, ફરીએ દરશાન કાજ. જોગ૦
(મારાપંથી રામ પ્રણામરે સમાચાર સારે લાવ્યો એ રાહ)
વ્રજ વિનતા કરે વિલાપરે, ઘનશામની વિના;
એ મથુરાં વશીયા આપરે, બેહાલ કહું બીના; ટેક
ગોકુળ કેરી ગાવડીરે, ચારો ભુલી બની સુન;
મથુરાં નગર વસ્યા મન મોહન, માનુની બનીયો સુનરે ઘનશામ.
વારી વારી લઉ વારણાંરે. આવો તમે અવીનાશ;
ગોપીયન વનવન ગાન કરેછે;
અંગ ધરીને ઊલાસરે, ઘનશામની વીના.
ગોકુળની ગોવાલણી સહુ, કળણ કળણ કલપાય;
માયા છોડીને મોહન આજે, શીતળતાની છાંયરે. ઘન૦
બંસી બજાવત અમને, નચાવત ગાવત મધુરાં ગીત;

ભાવત ભોગ વિલાશ કરાવત, પુર્વ જન્મનીછે પ્રીતરે. ઘ૦
અબ કંકિરીયો ઊપર આવી, કૃપા કરો જદુનાથ;
ભક્ત ભિખન કહે ભાવ કરીને, હેતથી ઝાલોને હાથરે.ઘ૦

(કંઝનવા મેરા કરસે સરક ગયોરે; એ રાગ)
ગોપી કે છે ગોવાલા, નંદલાલા સુનોરે. ટેક
જન્મ થકી જય પામ્યા, વ્રજવાશી કેરાં દુઃખ વામ્યાં;
ગોપી ઝુરે ઘનશામા, પુરણ સુખ ગોપી પામ્યાં;
રતી દર્શસ્પર્શના રામા. શામા પ્રેમ જુનોરે. ગો૦
માટે દર્શન દેવારે, સર્વજ્ઞ કરીએ શેવારે,
વેણુના ધરવા વાળા, અંતર ધ્યાને ઉછાળા;
આ ભેખ ધર્યાની જવાળા, બાળા વેશ સુનોરે. ગોપી૦
ભીખન ભાવે ભજીયેરે, શ્રંગાર રસ સજીએરે;
જો સ્પર્શ થાય પ્રભુતાને, ગુણી ભ્રમર લતાને ધ્યાને
સુણીયો બંશી સ્વરકાને, માને ઇંદુ ભુનોરે. ગો૦

રાગ ભેરવીની ગઝલ.

ઝુરીને જમુનાકે ઘાટે. આવી સહુ વ્રજનાર;
આવી સહુ વ્રજ નાર; બંસિનાદ દિલ હરનાર. ઝુરી૦
વ્રજ દેશ ખીલેલી કલીયાં, કરત ભમર ગુંજાર,
કૃષ્ણ મધુકર કયા ગયા હે, રાધેના દીલદાર; ઝુ૦
વ્રક્ષ વેલી ચંબેલી ફેલી, મેલી નંદ દુલાર;
ભીખન કહે કયાં ગયો કનૈયો, રાશ લીલા કરનાર ઝુ૦

રાગ કલ્યાણ

(શ્રી જગતપતી પ્રભુ આપ શન્મતી એ રાગ),
ભેખ ધરી આમો, પ્રીય દર્શ દઇ તમો;

દર્સનને કારણે તો, આવીયાં અમો. ટે૦
સુનો આ સંસાર નટવર હૈયા કેરા હાર;
અમ કીંકરીયો આશ્રય લેવા, આવીછે આ વાર૦ ૧
જળને કમળ સાથે મળતુ, મીન મનોજલ ન્હાય
જળ વાણ કમળ ઝાંખુ લાગે, સંકેતે સુકાય, ભેખ૦ ૨
ઇંદુ વિનાની જેવી રજની, સજની વ્રજની સહુ,
કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચાર કરે મુખ, કોકીલ તુંતું કહું. ભે૦૩
માટે રાશ વિલાસ ઉલાસે. પ્રીય જણાવો પ્રીત;
ભીખન મન કુંજન વ્રજ છાંયો, ગાવે ગોપી ગીત. ભે૦૪

શીખરણી છંદ.

અરે ચપા તારા, કુસુમપર નાવ્યા મધુકરો;
પુરા પ્યારા મારા, નટવર વિનાનો દુખ ઝરો;
થયા અંતર્ધ્યાને, પલક રમવા રાસ શમરી;
ગુણી ગોતી લાવો, સકળ સખી કુંજે કુંજફરી. ૧

લલિતછંદ.

વ્રજપતી અહો, વેદના હરો; વચન વાલમાં. ધ્યાનમાં ધરો
કમળ મુખનાં, દર્સને અમે, વનવને ફર્યાં, છોડીયાં તમે.
શવણ શબ્દ હે, શ્રી હરી ધરો; રમતરાશનો ખેલ આદરો.
તૃપ્ત તરૂણી સાથને કરો, સરવ છોડીને, આવીયાં ધરો;
વહન વેહેની, જવાળ ઝુકીને, નિસરિયાં ધરે, બાળમુકીને
વ્રજજનો તણી, વીપતી હરો; ભીખન ભાવથી ત્રપ્તતો કરો.

તોટક છંદ.

વ્રજચંદ અહો બળરામતમે, અતી દરશન કારણ આવીઅમે;
ધરી ભેખ મળી વ્રજનાર ભમે, ગુણગાન મધુકર ગુંજતમે.

અધરઅમ્રત પાન દીયો અમને, તરૂણી સહુ યાદ કરે તમને
હરીએ ગુણગાનનિધી તરીયે, સુભ શાંતસુધારસઆચરીયે.

માલિની છંદ.

સરવર ફર હંસા, છીપ સાચાજ મોતી;
અવરન ધર સંશા, ઘાટમાં લાવ ગોતી.
મધુકર મન હર્ત્તા, કુંજ ગુંજાર કર્ત્તા;
નટવર અનુચર્ત્તા, ફુલ ભક્ષે તું ફર્ત્તા.
ગુણનિધી પ્રિય દિઠા, કયાંઇ બળરામ પ્યારા;
વનવનવન ગોપી, ઝુરી ઝુરીને હાર્યા;
સગડ સગડ ચાલી, ગોપીયો સાથ જયારે;
દડ દડ દડ ચાલી, નેનામાં નિર ત્યારે.

વસંતતિલકાછંદ.

હે મોગરા જુઇ સુ, ડોલર ને ચમેલી;
ખિલેલિ ખાસ કળિયો. લળિને મળેલી;
વેગે વસંત તરૂ સાથ વિટાઇ વેલી;
ગોવીંદ વીણ સહુ ગોપી ફરેછે પેલી.

મોતીદામ છંદ.

પીયુપીયુચાતક તે ઘન ચ્હાય, મરે ઘનઘોરથી મોર સદાય;
ત્રષાનિર વિણ થકા જયમ છાંય, પદાંબુજકૃષ્ણદિઠે સુખથાય.
હવેં દઇ દર્સન પર્સન થાય, કરો નિજ કેશવ એક ઉપાય.
રમાડિ રૂડો વનરાશ રચાય, મધુકર કૃષ્ણ ગુંજે અહીંબાંય.

રાગ બરવો ચાલ કુમરીની

(સરદરેન જુક રઇયાં બનામે મોરલી અધર ધરેરે એ)
હે મધુરસ શંગાર ત્રઢિ, અધરામ્રત પાન કરાવો; ટેક.

ટાળનાર તન શોક તદન એ, નાદ યુક્તવેણુ મધુરૂં,
રૂડે મકારે ચુંબન કરેલુ, મુખ થકી ઘેન ચરાવો. હે પ્રભુ૦ ૧

રાગ કલ્યાણ ચોતાલ

(મેરા મન હર લીનો, રાજા રણછોડ એ રાગ.)
પ્યારી મોહાતુરે મોહન તારી, છબી અતી સારી. ટે૦
એકાંત સ્થળને વિશે ધ્યાન સંકેતનું;
કામનો ઊદય છે તેજ કારી. પ્યારી૦ ૧
હાસ્ય યુક્ત મુખ કમલને પ્રેમ પુર્ણ પેખવું.
લક્ષ્મીજીનું સ્થળછે લાભકાર. પ્યા૦ ૨
એવું જે તમારૂં પ્યારૂં -હૃદય સ્થળ જોઇને;
વીનોદ ભીખન જાઉં વારી વારી. પ્યારી૦ ૩

એમ વિલાપ કરેછે.

મથુરામાં બંનેને જનોઇ દીધી તે વખત બારવરસની વય હતી. પછી બંને ભાઇયો સાંદિપનીને ઘેર ભણી મથુરાં આવ્યા. પછી કંસનો સસરો મગધદેશનો રાજા જરાશંઘને કૃષ્ણે સત્તરવાર જીત્યો. ત્યાં કાલયવન આવ્યો ત્યારે કૃષ્ણ જાદવો લઇ દ્વારકાં આવ્યા. ત્યાંકાળયવન આવ્યો. કૃષ્ણ. પીળાં વસ્ત્ર પહેરી ચાલ્યા ને મુચુકુંદ રાજા સુતો હતો ત્યાં ગયા, કાળયવન સગડ લેતો લેતો ત્યાં આવ્યો; ત્યાં કૃષ્ણમુચુકુંદપર પીળુ વસ્ત્ર નાખી અંતર્ધ્યાન થયા. કાલયવને કૃષ્ણ સુતેલાછે એમ જાણી મુચુકુંદને પાટુ મારી પછી કાળ યવનને મુચુકુંદ મારી નાખ્યો ત્યારપછી મુચુકુંદ કૃષ્ણને દીઠા તેને પ્રણામ કરીને પાછો વનમાં ગયો. અને કૃષ્ણ બળભદ્રની સાથે પાછા દ્વારકાં આવ્યા. ને ઊગ્રસેનને ત્યાંજ

રાજ સોપ્યું. શીસુપાલના સ્વયંવરમાંથી રૂકિમણીને હરી લાવ્યા પછી રાક્ષસ વિવાહથી તેને પરણ્યા.

પછી જાંબુવંતી, સત્યભામા, મિત્રવિંદા, કાલિંદી, લક્ષ્માણા, ભદ્રા ને નાગનજિતી, એ સાત નોંખી નોંખી પરણ્યા. શ્રી કૃષ્ણને અત્યંત વહાલી એ આઠ પટરાણીઓ હતી. સ્રીને વસ થઇ સત્યભામાની આજ્ઞાથી.

(જનુની જીવેરે ગોપીચંદની એ રાહ)

કલ્પવૃક્ષ કેરે કારણે, કૃશ્ન ગયા સુરપુરજી;
ઇંદ્ર હરાવીને લાવીયા, રોપ્યુ વૃક્ષ મધુરજી. કલ્પ૦
એક દિવસ ગોપી સૌ મલી, કલ્પ તરૂ બાંધ્યા કાનજી;
કૃષ્ણ અને કલ્પવૃક્ષનુ, આપ્યું નારદને દાનજી. કલ્પ૦
સુવર્ણ દઇને છોડાવીયા, એ છે પ્રાણ આધારજી;
આંખે મોર ખીલેઅતી, ખીલી વ્રજડાની નારજી. કલ્પ૦
સ્રી વશ થઇનેરે શામળો, દીવસે બાંધે દશ વારજી;
તોય ન રીશ રૂદે ધરે, વશ નર નવ વિકારજી. કલ્પ૦

એમ લીલા કરેછે પછી રૂકમાણી ને પધૂમન આદિ ગુણવાન પુત્રો થયા જોઇને દિન થયેલાં જાંબુવતીએ કૃષ્ણની પાસે સંતતીની માગણી કરી, કે તરત કૃષ્ણ તપ કરવા ગયા ને સ્તુતિ કરેછે.

(નીતીનું નાવ ચલાવ, પ્યાગ પ્રભુ નીતીનું નાવ ચલાવ એ રાગ)

આશોવક આવ્યો પાસ, ભોળાશંભુ શેવક આવ્યો પાસ
શામ સદાશીવ નામ તમારૂં, પ્યારૂં લાગે મને પ્યાસ. ભો૦
જટા મુગટ શીર ગંગ બિરાજે, પાર્વતિ ઇન્દુપ્રકાશ. ભો૦

દક્ષિણ હાથે દર્ખી દુંદાળો, વામેછે મારૂતી દાસ. ભો૦
જોગી રૂપે તમે જયને પમાડો, એવી તમારી આશ ભો૦.
અધર્મ કેરૂં કરવા ઉથાપન, સ્થાપન ધર્મ આગાશ ભો૦
કૃષ્ણ તણો અવતાર ધર્યો મેં મનુશ રૂપે વ્રજ વાશ ભો૦
ભુમી તણો વળી ભારઉતરવા, ગૌબ્રાહ્મણ થકી ખાસ ભો૦
ભક્ત ભીખન ભવ તારણ ભોલા,સ્હાય થજો અવીનાશ.ભો૦

સ્તુતિ કરતાં ઉપમન્યુરૂષી હતા તેને ગરૂ કરી શીવને આરાંધ્યા. છકે મહીને શંકર પ્રસન્ન થઇ કહેછે. માગ!! માગ!! જે માગ્ય તે આપુ! કૃષ્ણ પુત્ર સુખ માગ્યું શીવે કહ્યુ તમને ઘણા પુત્રો થશે. તમને બીજી સોલહજાર એકસો ને આઠ સ્ત્રીયો થશે. તે પ્રત્યેકના તમને દશ દશ પુત્ર થશે. એટલું કહી બંધ પડયા પછી પાર્વતિજીએ કહ્યું કે તમે મનુષ્યોના આધિપતી થશો. સો વર્સને અંત્યે બ્રાહ્મણોના તથા ગાંધારીના શ્રાપથી તમારા કુલનો ક્ષય થશે. તમે સધ્ધામ ગયા પછી તમારી સ્ત્રીયો અષ્ટાવક્રના શ્રાપને લીધે ચોર લોકોના હાથથી પકડાશે. એવુ કહી શીવ પાર્વતિ અતર્ધ્યાન થયાં પછી કૃષ્ણ ઘેર ગયા ત્યારે શંકરના કહ્યા પ્રમાણે ગોપીયો થઇ કાનને વરી. વૃંદ્રાવનમાં રાશલીલા રમી ગોપીઓ લઇ કાન ઘેર જાય છે ને કહ્યા પ્રમાણે પુત્ર દશદશ દરેકને પ્રાપ્ત થયા એમ સવાલાખ જાદવ થયાં ને દ્વારકામાં સર્વ ઘર બાંધી રહી શ્રી કૃષ્ણ સવાલક્ષપુત્ર સહીત આનંદ આનંદ કરેછે. (ને નિશાપડા એટલે નિંદ્રાદેવીનેવશ થાય છે તથાસ્તુ.

# સુચના.

આ પુસ્તક કરવામાં નીચે પ્રમાણે મદદ મળી છે તેથી તે મીત્રોના નામ યાદગારીના બાનામાં છાપી પ્રસિદ્ધ કરૂછું.

દોહરા.

દિલોજાન પ્યારા દિસે, માલી લવજી મીત્ર;
હરજીવન હરષાતુંજે, ત્રિભુવન પુણ્ય પવીત્ર.
કહરદાર કુબેર મીય, બાળ સ્નેહિ મુજયાર;
મદદ કરી અતિશય મને, એ માનુ ઉપકાર.

ઉપર લખેલા મિત્રોએ મને પુરતી મદદ કરીછે તેથી તેઓસાહેબોનો ઘણા માન્ય સાથે આભાર માનુછુ.

આ પુસ્તકમાં ભુલ ચુક વા દોશ હોય તે શ્રોતાવકતા સજનો માફ કરી સુધારી વાંચશો એવી આશાછે.

જોશી ભીખારામ રાવજી કનૈયા

ભાવનગર

